જેણે જીવનું અદ્ભુત સ્વરૂપ પ્રકાશ્યું

તે પ્રભુ મહાવીરને

સમર્પણ.

પ્રથમાવૃત્તિ. ૧૦૦૦

સંવત ૧૯૮૪

મૂલ્ય રૂ. ૦-૧-૩

# નિવેદન

અર્વાચીન જીવનશાસ્ત્ર ( Biology ) માં જીવ જો કે સ્વતંત્ર તત્વ તરીકે સ્થાપિત નથી થયો છતાં તેના સ્વીકાર વિના ઘણી ઘટનાઓ સમજાવી શકાય એવી નથી એમ તેના ઉંડા અભ્યાસીઓને હવે લાગવા માંડયું છે. વિજ્ઞાનના ક્ષેત્રમાં માનસશાસ્ત્રનું સ્થાન સ્વતંત્ર શાસ્ત્ર તરીકે નિર્માણ થયા પછી તે પણ જીવના અસ્તિત્વને વધારે ઝોક આપતું જાય છે; અને થોડા સમયમાં વૈજ્ઞાનિક રીતે આત્મતત્વની સ્થાપના જોતાં આપણને જરાયે આશ્ચર્ય નહિ થાય.

વિજ્ઞાનની દૃષ્ટિ વસ્તુના પૂર્વાનુપૂર્વી સંબંધને શોધી સંતોષ માને છે જ્યારે ધર્મની દૃષ્ટિ તેવા પ્રકારનો સંબંધ શોધવા

ઉપરાંત તેમાંથી ફલિત થતા સિદ્ધાંતને આધારે આચારના નિયમો ઘડવાને તત્પર રહે છે. એટલે વિજ્ઞાનની દૃષ્ટિથી ખેડાયેલા જીવનશાસ્ત્રમાં અને ધર્મની દૃષ્ટિથી ખેડાયેલા જીવનશાસ્ત્રમાં વર્ગીકરણ કરીને અભ્યાસ કરવાની પદ્ધતિ સમાન છતાં થયેલાં વર્ગીકરણ જુદા પ્રકારનાં છે. અને એથીજ વિજ્ઞાને કરેલું વર્ગીકરણ સાચું કે ધર્મે કરેલું વર્ગીકરણ સાચું એ પ્રશ્ન નકામો થાય છે. જ્યાં ઉદ્દેશની ભિન્નતા ત્યાં પરિણામ પણ ભિન્નજ આવે.

જૈન ધર્મના પરમ સિદ્ધાંત અહિંસાના યથાર્થ પાલનને લીધે જીવનું સુક્ષ્મજ્ઞાન જરૂરી હોઇને જૈન સાહિત્યમાં તે વિષે ખુબ સ્પષ્ટતા જોવામાં આવે છે. એ વિષયના સાહિત્યમાં પ્રવેશ કરતાં પહેલાં તેનું સામાન્ય જ્ઞાન થયું હોય તો તે વધારે અનુકુળ પડે એ હેતુથી આ જીવવિચાર પ્રવેશિકા લખાયેલી છે. તેની શૈલી તથા ભાષા બને તેટલી સરળ કરવાનો પ્રયત્ન કર્યો છે જેથી સામાન્ય સમજણવાળો પણ તેમાં પ્રવેશ કરી શકે.

શક્તિ અને મતિની ન્યુનતાથી ઘણી ક્ષતિઓ થવા સંભવ છે. સજ્જનો તે ક્ષતિઓ ઉપકાર બુદ્ધિથી બતાવે અને આમાં રહેલી ઉણપ પૂરી કરે એજ ઉત્કટ અભિલાષા.

શ્રી ચમનલાલ નગીનદાસ વિદ્યાલય
ખાનપુર—અમદાવાદ.
આશો સુ. ૮ ૧૯૯૬

ગુણી જનોનો દાસ
**ધીરજલાલ ટોકરશી શાહ**

# જીવવિચાર પ્રવેશિકા

યાને

( સજીવ સૃષ્ટિનું વર્ગીકરણ )

:૧:

જીવવિચારઃ

છત્રી, બુટ, ચપ્પુ, મેજ, ભીંત વગેરે જડ-વસ્તુઓ છે. આ વસ્તુઓમાં જીવ નહિ હોવાથી નિર્જીવ કહેવાય છે. મનુષ્ય, જળચરપ્રાણીઓ, પશુ, પક્ષી, ઝીણાંઝીણાં જંતુઓ ને કીડાઓ, વનસ્પતિ વગેરે

જીવતી વસ્તુઓ છે. આ વસ્તુઓમાં જીવ હોવાથી સજીવ કહેવાય છે. જે જીવે તે જીવ. જીવ જે જુદા જુદા શરીરો દ્વારા જીવે છે તેનો વિચાર કરવો તે જીવવિચાર.

:૨:

મનુષ્ય:

સજીવ વસ્તુનો વિચાર કરતાં સૌથી પહેલો મનુષ્ય વર્ગ નજરે ચડે છે. મનુષ્યદેહની દૃષ્ટિએ સર્વ મનુષ્યો સરખાં છે છતાં તેમના જુદા જુદા રંગ, રૂપ, કદ, ધંધા, ધર્મ અને રહેઠાણની દૃષ્ટિએ વિભાગો પાડી શકાય.

રંગની દૃષ્ટિએ : ઘઉંવર્ણા ગોરા, કાળા, પીળા, રાતા વગેરે.

રૂપની દૃષ્ટિએ : ચપટાનાક અને ઝીણી આંખોવાળા, જાડા હોઠ ને વાંકડીયા વાળવાળા, અણીયાળાં નાક ને પાતળા હોઠ-વાળા વગેરે.

કદની દૃષ્ટિએ : લાંબા, મધ્યમ, ઠીંગણા વગેરે.

ધંધાની દૃષ્ટિએ : ખેડુત, વણકર, સુથાર, લુહાર, દરજી, હજામ, મોચી, શિક્ષક, વકીલ વગેરે.

ધર્મની દૃષ્ટિએ : હિંદુ, મુસલમાન, જૈન, બૌદ્ધ, શીખ, ખ્રિસ્તી, યાહુદી વગેરે.

રહેઠાણની દૃષ્ટિએ: હિંદી, ચીનો, જાપાની, અંગ્રેજ, જર્મન, અમેરિકન તેમજ પ્હાડી, જંગલી, શહેરી, ગામડીઓ વગેરે.

આમ અનેક દૃષ્ટિએ મનુષ્યના વિભાગ પાડી શકાય.

:૩:

તિર્યંચ પંચેંદ્રિય:

મનુષ્ય સિવાય જે પ્રાણીઓ આ દુનિયા પર ફરી રહ્યાં છે તેમને તિર્યંચ કહેવાય છે. તેવા તિર્યંચો માં જેમને મનુષ્યની માફક ચામડી, જીભ, આંખ ને નાક હોય છે તેઓ તિર્યંચ પંચેંદ્રિય કહેવાય છે. તેમાંના કેટલાક જીવો પાણીમાંજ રહે છે ને મુખ્યત્વે પાણીમાંજ હરે ફરે છે તેમને જળચર કહે છે. કેટલાક જીવો સ્થળ એટલે કે જમીન ઉપરજ રહે છે ને જમીન

ઉપરજ હરે ફરે છે તેમને સ્થળચર અથવા ભૂચર કહે છે. કેટલાક જીવો જમીન કે વૃક્ષો ઉપરજ રહે છે ને પાંખો દ્વારા આકાશમાં ફરે છે તેમને ખેચર કહે છે. ( ખે = આકાશમાં. ચર = ફરનાર ) એટલે તિર્યંચ પંચેંદ્રિયના ત્રણ વિભાગ છે: જળચર, સ્થળચર અને ખેચર.

:૪:

જળચર:

કુવા, વાવ, તળાવ, નદી, સરોવરો અને દરિયામાં અનેક જાતના પંચેંદ્રિય જીવો જોવામાં આવે છે તેમના જુદી જુદી જાતના શરીર, રંગ, સ્વભાવ વગેરે પરથી ઘણી જાતના વિભાગો પાડી શકાય. સામાન્ય વિભાગો નીચે પ્રમાણે પાડી શકાય:—

( ૧ ) જુદી જુદી જાતના સુસુમાર જીવો: જેનું શરીર ખુબ મોટું હોય તેને સુસુમાર કહે છે. તે વ્હેલ વગેરે.

( ૨ ) જુદી જુદી જાતની માછલીઓ: સોનેરી, રૂપેરી, અવાજ કરતી, ઉડતી વગેરે.

( ૩ ) જુદી જુદી જાતના કાચબાઓ.

( ૪ ) જુદી જુદી જાતના મગરો.
( ૫ ) જુદી જુદી જાતના ગ્રાહ: તંતુ જેવા લાંબા પણ ખુબ બળવાળા પ્રાણીઓને ગ્રાહ કહે છે.
( ૬ ) જુદી જુદી જાતના દેડકાઓ.

:૫:

સ્થળચર :

ગામ, ખેતર, વૃક્ષો ને જંગલ વગેરે સ્થળોમાં ફરનાર તે સ્થળચર જીવો. આ જીવોમાંના કેટલાક ચાર પગે ચાલનારા હોય છે તેમને ચતુષ્પદ કહે છે. કેટલાક પેટ પર ચાલનાર હોય છે તેમને ઉરપરિસર્પ કહે છે. કેટલાક ભુજ પર ચાલનાર હોય છે તેમને ભુજપરિસર્પ કહે છે. એટલે સ્થળચરના ત્રણ વિભાગ: ચતુષ્પદ, ઉરપરિસર્પ અને ભુજપરિસર્પ.

:૬:

ચતુષ્પદ :

ચતુષ્પદમાં કેટલાક એકખરીવાળાજ હોય છે; જેમકે ઘોડા, ગધેડા, ખચ્ચર વગેરે.
કેટલાક બે ખરીવાળાજ હોય છે; જેમકે ગાય, ભેંસ, બળદ, બકરાં, હરણ, રોઝ, સસલાં વગેરે.

કેટલાક ગંડીપદ યાને ગોળપગવાળાજ હોય છે જેમકે હાથી, ગેંડા વગેરે.

કેટલાક શ્વાનપદ યાને પગે નહોરવાળા હોય છે; જેમકે વાઘ, સિંહ, ચિત્તા, દીપડા, કુતરા, બિલાડા, વરુ, શિયાળ, જરખ, રીંછ, વાંદરા, વગેરે.

:૭:

ઉરપરિસર્પ:

પેટે ચાલનાર તે ઉરપરિસર્પ. આ વર્ગમાં સાપ અને અજગરો આવે છે. સાપની અનેક જાતો જોવામાં આવે છે: ઝેરી તથા ઝેર વિનાના. ફેણવાળા તથા ફેણ વિનાના. રાતા, કાળા, પીળા, લીલા, કાબરચિતરા, વગેરે. અજગરો પણ નાના મોટા ઘણી જાતના થાય છે.

:૮:

ભુજપરિસર્પ:

ભુજા પર ચાલનાર તે ભુજપરિસર્પ. તેમની ઘણી જાતો છે. જેમકે કોળ, નોળીઓ, ઉંદર, ખિસકોલી, બ્રાહ્મણી, ગરોળી, કાચીંડા, ચંદન ઘો, પાટલા ઘો વગેરે.

:૯:

ખેચર :

જે જીવો પાંખ દ્વારા આકાશમાં ઉડી શકે છે તેમને ખેચર કહે છે. તેમના પાંખ પરથી વિભાગ કરીએ તો મુખ્ય બે વિભાગ પાડી શકાય:

(૧) ચામડાની પાંખવાળા અર્થાત્ ચર્મપક્ષી. જેમકે ચામાચીડીયા, વાગોળ વગેરે.

(૨) રૂંવાટીની પાંખવાળા અર્થાત્ રોમ પક્ષી. જેવા કે મોર, કબુતર, ચકલાં, કાગડા, કબુતર, મેના, પોપટ, સમળી, બગલાં, સારસ, ગરુડ, કોયલ, હોલાં, તિતિર, કાકાકૌઆ, બતક, રાજહંસ, લક્કડખોદ, બુલબુલ, ગીધ, ઘુવડ વગેરે.

રોમપક્ષીના પણ જો જુદા જુદા વિભાગ કરવા હોય તો જુદી જુદી જાતની ચાંચ પરથી ને જુદી જુદી જાતના પગ પરથી થઇ શકે. દરેક પ્રદેશમાં પક્ષીના રંગ ને જાતોમાં કાંઇને કાંઇ ભિન્નતા તો હોય છેજ એ ધ્યાનમાં લેતાં પક્ષીઓના ઘણા વિભાગો પાડી શકાય.

:૧૦:

## તિર્યંચ પંચેંદ્રિયની કેળવણી:

તિર્યંચ પંચેંદ્રિય જીવોને જો કેળવવામાં આવે તો તેઓ કેળવાઈ શકે છે. પાળેલી માછલીઓ તથા પાળેલા મગરોની વાત ઘણી પ્રચલિત છે. સિંહ, વાઘ ને રીંછ જેવા ભયંકર ગણાતા પ્રાણીઓની પાસેથી સરકસમાં આજે મનમાન્યા કામો લેવાઇ રહ્યા છે. કુતરા, ઘોડા, પોપટ ને કબુતરોની સેંકડો વાતો આપણે સાંભળીએ છીએ. આપણે અજગરના ખેલ મદારી પાસે નિત્ય જોઇએ છીએ. અર્થાત્ તિર્યંચ પંચેંદ્રિય જીવોને જો કેળવવામાં આવે તો તેઓ કેળવાઇ શકે છે.

:૧૧:

## વિકલેંદ્રિય:

તિર્યંચ પંચેંદ્રિય સિવાય જે તિર્યંચ વર્ગ છે તે વિકલેંદ્રિય કહેવાય છે. તેમાંના કેટલાકને ચાર ઇંદ્રિય, કેટલાકને ત્રણ ઇંદ્રિય ને કેટલાકને બે ઇંદ્રિય હોય છે. આ વર્ગમાં ખાસ કરીને જંતુઓનો ને કીડાઓનો સમાવેશ થાય છે.

:૧૨:

ચઉરિંદ્રિય:

જે જીવને સ્પર્શેંદ્રિય, રસેંદ્રિય, ઘ્રાણેંદ્રિય ને ચક્ષુરિંદ્રિય અર્થાત્ ચાર ઇંદ્રિય હોય છે તે ચઉરિંદ્રિય કહેવાય છે. આ વર્ગના કેટલાક નામો નીચે પ્રમાણે છે:-

તીડ, તીતીઘોડા, ખપેડી, ભમરા, ભમરી, માંખી, મચ્છર, ડાંસ, તમરાં, પતંગીઆં, કુકાં, બગાઇ, કંસારી, વંદા, કરોળીઆ, વીંછી વગેરે.

:૧૩:

તેઇંદ્રિય:

જે જીવને ચઉરિંદ્રિય કરતાં એક ચક્ષુરિંદ્રિય ઓછી હોય છે તેને તેઇંદ્રિય જીવો કહે છે. તેને ઉત્પન્ન થવાના સ્થાનપરથી ઘણા વિભાગો પાડી શકાય જેમકે:-

(૧) જમીનમાં ઉત્પન્ન થતા:—

કીડી, મંકોડા, ઉધેઇ, જુંઆ વગેરે,

(૨) ધાન્યને ખાવાની વસ્તુમાં ઉત્પન્ન થતા:—

ધનેરાં, ભુંડ, ધીમેલો, ઇયળો વગેરે.

(૩) છાણને વિષ્ટામાં ઉત્પન્ન થતા:—

ગોમય કીડા, ચોર કીડા વગેરે.

(૪) માણસના અંગોપાંગમાં ઉત્પન્ન થતાઃ—

જૂં, લીંખ, સવા વગેરે.

(૫) ઢોરના અંગોપાંગમાં ઉત્પન્ન થતાઃ—

ઈતરડી, ગીંગોડા વગેરે.

(૬) જુદા જુદા ઉપકરણોમાં ઉત્પન્નથતાઃ—

માંકડ, ચાંચડ, કંથવા વગેરે.

(૭) વરસાદથી ઉત્પન્ન થતાઃ—

ગોકળ ગાય વગેરે.

:૧૪:

બેઇંદ્રિયઃ

જે જીવોને સ્પર્શ ને રસ પારખવાની ઈંદ્રિયો હોય છે તેમને બેઇંદ્રિય જીવો કહે છે. તેમના ઘણા વિભાગો પાડી શકાય જેમકેઃ—

(૧) પાણીમાં ઉત્પન્ન થતાઃ—

અનેક જાતના શંખ, કોડી, છીપલાં, છીપો, જળો, વાળા વગેરે.

(૨) વાસી અન્નમાં થતાઃ-લાળીયા વગેરે.

(૩) લાકડામાં થતાઃ-મેર વગેરે.

(૪) ધાન્યમાં પડતાઃ—વાંતરી વગેરે.

(૫) માણુસના શરીરમાં થતાઃ-કરમીયા વાળા વગેરે.

(૬) હરસ મસા કે ગુમડાંનાં પરૂમાં થતાં કૃમિ વગેરે.

(૭) વરસાદથી જમીનપર થતાઃ-અળસીયા વગેરે.

:૧૫:

વિકલેંદ્રિય વિષે કાંઇકઃ

ચઉરિંદિય, તેઇંદિય ને બેઇંદિય અર્થાત્ વિકલેંદ્રિય જીવોમાંના તદ્દન સુક્ષ્મને આપણે જંતુ કહીએ છીએ. ને તેમનાથી કાંઈક મોટા શરીરવાળાને કીડા કહીએ છીએ. આ જંતુઓ ને કીડાઓમાંના કેટલાક ખુબ કામગરા દેખાય છે તો કેટલાક આળસુ દેખાય છે. કેટલાક મિતાહારી દેખાય છે તો કેટલાક ખાઉધરાજ હોય છે. કેટલાક બહુ કોમળ હોય છે તો કેટલાક ખુબ ગંદા હોય છે. આ બધો વર્ગ અંતઃપ્રેરણા (Instinct) અથવા તો એક જાતની સંજ્ઞા પ્રમાણેજ કામ કરે છે. તેમને મન હોતું નથી.

:૧૬:

વનસ્પતિ :

કેટલાક જીવોને ફક્ત સ્પર્શેંદ્રિયજ હોય છે તે એકેંદ્રિય કહેવાય છે. વનસ્પતિનો આખો વર્ગ એકેંદ્રિય છે. વનસ્પતિ અનેક જાતની જોવામાં આવે છે. તેના

અનેક રીતે વિભાગો પડી શકે. જેમકે તેના આયુષ્ય ઉપરથી (૧) એકવર્ષાયુ (૨) દ્વિવર્ષાયુ (૩) બહુ વર્ષાયુ. તેના સ્થાનપરથી (૧) ભૂમિજ (૨) જલજ (૨) અંતરિક્ષજ. તેના સ્વરૂપ ઉપરથી વૃક્ષ, છોડ, લતા વગેરે. આ બધી રીતે તેના વિભાગો પડી શકે પણ આપણે તો જે જુદા જુદા દેહો દ્વારા જીવ જીવી રહ્યા છે તેનોજ વિચાર કરવાનો છે એટલે એના જીવ અને શરીરની દૃષ્ટિએજ વિભાગ કરીશું.

વનસ્પતિનું નિરીક્ષણ કરતાં તેમાં નીચે પ્રમાણે વિભાગો જણાય છેઃ-કન્દ, મૂળ, થડ, શાખા, છાલ પ્રવાલ, પત્ર, પુષ્પ, ફૂળ ને બીજ. આ બધાનું બંધારણ જુદી જુદી જાતનું હોય છે અર્થાત્ તેમના શરીરો જુદા ગણાય છે. આવા એક શરીરમાં એક જીવ હોય તે પ્રત્યેક વનસ્પતિ અને એક શરીરમાં અનંત જીવો હોય તે સાધારણ વનસ્પતિ. સાધારણ એટલે અનંત જીવો વચ્ચે એક સામાન્ય શરીર.

:૧૭:

પ્રત્યેક ને સાધારણ વનસ્પતિના લક્ષણોઃ

એક વૃક્ષમાં તેના કેટલાક ભાગો અર્થાત્ શરીરો પ્રત્યેક હોય છે ને કેટલાક શરીરો સાધારણ હોય છે. તે તેમના લક્ષણપરથી જણાય છે.

સાધારણ અને પ્રત્યેક વનસ્પતિ ઓળખી કાઢવાનું સામાન્ય લક્ષણ એ છે કે જે શરીરને ભાંગતાં સરખું ભાંગે તે સાધારણ ને જે વાંકુ ભાંગે તે પ્રત્યેક. જેને ભાંગતાં તાંતણા હોય નહિ, જેને છેદીને વાવીએ તો ફરીને ઉગે, જેનાં કણુસલાં, નસો ને ગાંઠા ગુપ્ત રહ્યા હોય તે સાધારણ અને એથી વિપરીત તે પ્રત્યેક.

આ લક્ષણો ધ્યાનમાં રાખીને દરેક વનસ્પતિનો અભ્યાસ કરવાથીજ પ્રત્યેક અને સાધારણ વનસ્પતિનું વિસ્તૃત જ્ઞાન થાય.

બધા કંદો, મૂળો, અંકુરા, પ્રવાળ ને કુંણા ફૂળો સાધારણ છે. અને તે સિવાયના વનસ્પતિ વિભાગો પ્રત્યેક છે.

:૧૮:

પ્રત્યેકના વિભાગ :

કંદમૂળ તરીકેજ ઉત્પન્ન થતી વનસ્પતિ સિવાય જે વનસ્પતિ દશ અંગવાળી હોય છે તેને સામાન્ય દષ્ટિએ પ્રત્યેક કહેવાય છે. તેના દષ્ટાંત સહિત બાર વિભાગ નીચે પ્રમાણે છેઃ—

(૧) વૃક્ષો :

अ એક બીજવાળા :

હરડાં, બહેડાં, આંબળાં, અરીઠાં, ભીલામા; આસોપાલવ, આંબો, મહુડો, જાંબુ, બોર, લીમડો વગેરે.

ब બહુ બીજવાળા :

જામફળ, સીતાફળ, દાડમ, બીલાં, કોઠાં, કેરાં, લીંબુ, વડ તથા પીંપળાનાં ટેટાં.

૨ ગુચ્છ: જે નીચા ને ગોળ ઝાડ હોય તેને ગુચ્છ કહે છે. રીંગણી, ભોરીંગણી, જવાસા તુલસી, આવચીખાવચી વગેરે.

૩ ગુલ્મ: પુલની જાતને ગુલ્મ કહેવામાં આવે છે. જાઈ, જુઇ, ડમરો, મરવો, કેતકી, કેવડો, સુરજમુખી, હજારી ગોટો, રતનજોત, ગુલાબ વગેરે.

૪ લતા: અશોકલતા, નાગલતા, ચંપકલતા, પદ્મલતા વગેરે.

૫ વેલાં: આરિયાં, તુરિયાં, કારેલાં, કંકોડાં, કોહોળાં, કોઠીંબડા, તુંબડા, દુધી, ચણકચીભડી, ચણોઠી વગેરે.

૬ પાવગઃ ગાંઠાળા ઝાડને પાવગ કહે છે. શેરડી, એરંડી, ખરકડ, નેતર, વાંસ વગેરે.

૭ તૃણુઃ દાભડો, આરાતારા, કડવાળી, ઝીંઝવો, ધરો, કાળીયું વગેરે.

૮ વળીયાઃ ઉંચા ને ગોળ ઝાડ હોય તેને વળીયા કહે છે. જેવાકે સોપારી, ખજુર, તાડ, તમાલ, નાળીએરી, કેળ વગેરે.

૯ હરિતકાયઃ ( ભાજી ) મૂળાનાં પાંદડાં, મેથી, તાંદળજો, સવા, લુણી વગેરે.

૧૦ ધાન્યઃ

अ એકદળ અથવા લાસાઃ

ઘઉં, જવ, જુવાર, બાજરી, ડાંગર, વરી, બંટી, બાવટો, કાંગ, ચિણ્યો, કોદરા, મકાઈ વગેરે.

ब દ્વિદળ કે કઠોળઃ

મગ, મઠ, અડદ, તુવેર, વાલ, વટાણા, ચોળા, લાંગ, મસુર, કળથી, અળસી વગેરે.

૧૧ જલવૃક્ષોઃ પાણીમાં થનારા. પોયણાં, કમળ, શીતેલાં, શીંઘોડા વગેરે.

૧૨ કોસંદાઃ બિલાડીની બલી ને બિલાડીના ટોપ વિગેરે.

:૧૯:

સાધારણ વનસ્પતિ:

કેટલીક વધારે પરિચયમાં આવતી સાધારણ વનસ્પતિના નામ નીચે મુજબ છે:—

ડુંગળી, આદુ, સૂરણ, રતાળુ, પેંડાળુ, બટાટા, ચેક, સક્કરકંદ, મૂળાનાકંદ, લીલી હળદર, લીલી ગળી, ગાજર, ખરસાણી, કુંવર, મોથ્ય, અમૃત વેલ, થોહર, અડવીના ગાંઠીયા, ગરમર, લીલ, શેવાળ વગેરે.

:૨૦:

મનુષ્ય જીવન સાથે વનસ્પતિ જીવનની સરખામણી:

૧ માણસ જન્મે છે ત્યારે બાળક હોય છે, પછી તે જુવાન થાય છે અને છેવટે ઘરડો થઈ મરણ પામે છે. વનસ્પતિ પણ ઉગે છે ત્યારે અંકુરા રૂપે હોય છે, પછી તે જુવાન થાય છે અને છેવટે ઘરડી થઈ મરણ પામે છે.

૨ માણસ જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેમ તેના હાથ પગ વગેરે અવયવો પણ મોટા થતા જાય છે.

વનસ્પતિ પણ જેમ જેમ મોટી થતી જાય છે.

તેમ તેમ તેની શાખા ડાળી આદિ અવયવો વૃદ્ધિ પામે છે.

૩ મનુષ્ય જાગ્રત અને નિદ્રા અવસ્થામાં દીઠામાં આવે છે. જેમકે વૃક્ષમાં પુંઆડ ને આમલી તથા ફુલમાં કમળ, પોયણું, અંબાડી વગેરે.

૪ મનુષ્યમાં લજ્જા ને ભય દેખાય છે. તેમ વનસ્પતિમાં પણ લજ્જા ને ભય દેખાય છે. જેમકે રિસામણી. ( લજ્જામણી. )

૫ જેમ મનુષ્ય આહાર કરીનેજ વૃદ્ધિ પામે છે તેમ વનસ્પતિ પણ ભૂમિ, જળ, ને વાયુના આહારે કરીનેજ વૃદ્ધિ પામે છે. વળી મનુષ્ય જેમ ઇષ્ટ આહારથી પુષ્ટ ને અનિષ્ટ આહારથી દુર્બળ થઇ જાય છે તેમ વનસ્પતિ પણ ઇષ્ટ આહારથી પુષ્ટ ને અનિષ્ટ આહારથી દુર્બળ થઈ જાય છે.

૬ મનુષ્યમાં જેમ મૈથુન સંજ્ઞા રહેલી છે તેમ વનસ્પતિમાં પણ મૈથુન સંજ્ઞા રહેલી છે. જેમકે અશોક ને કુરબક વૃક્ષો. તેમને સ્રીના ગાઢ આલિંગનથી ફૂલો આવે છે.

૭ મનુષ્યને પાંડુ, સોજો, તથા બીજા અનેક જાતના રોગો થાય છે તેમ વનસ્પતિને પણ પાંડુ, સોજો તથા બીજા રોગો થાય છે. અને માણસ જેમ ઔષધના સેવનથી રોગ મુક્ત થાય છે તેમ વનપસ્તિ પણ ઔષધના સેવનથી રોગ મુક્ત થાય છે.

૮ મનુષ્યને ઝેરની અસર થાય છે તેમ વનસ્પતિને પણ ઝેરની અસર થાય છે.

૯ મનુષ્યને નિશ્ચિત આયુષ્ય હોય છે તેમ વનસ્પતિને પણ નિશ્ચિત આયુષ્ય હોય છે.

૧૦ મનુષ્ય જેમ સંતતિ ઉત્પન્ન કરે છે તેમ વનસ્પતિ પણ સંતતિ ઉત્પન્ન કરે છે.

આમ વનસ્પતિજીવનની મનુષ્યજીવનની સાથે બીજી પણ ઘણી રીતે સરખામણી થઈ શકે.

:૨૧:

હવે પછીના પુસ્તકમાં:

મનુષ્ય, જળચર પ્રાણી, પશુ, પક્ષીઓ, જંતુ, કીડાં, વનસ્પતિ એ બધા ઉપરાંત બીજા શરીરો પણ જીવ ધારણ કરે છે. પણ એનું જ્ઞાન સુક્ષ્મ હોવાથી હવે પછીના પુસ્તકમાં એનો વિચાર કરીશું.

જીવ એટલે શું, તે કેવી રીતે જન્મે છે, કેવા કેવા શરીરો ધારણ કરે છે, તેના લક્ષણો કયા કયા છે, એના વિષે હાલના વૈજ્ઞાનિકોનો તથા આપણા ધાર્મિક જીવન ગાળનાર મહાન વૈજ્ઞાનિકોનો શું અભિપ્રાય છે વગેરે બાબતોનો વિચાર પણ હવે પછીના પુસ્તકમાંજ કરીશું.

:૨૨:

છેવટ:

જીવો અનંત છે. તેમના ગુણ ધર્મ ઘણા છે. હરેક ગુણની દૃષ્ટિએ તેના વિભાગો થઈ શકે. જીવનું સ્વરૂપ સમજવાને માટેજ તેના જુદા જુદા વિભાગો કરવામાં આવે છે. આ જીવોનું ઉંડું જ્ઞાન તેમના ગાઢ પરિચયથીજ થઈ શકે. ગાઢ પરિચય તથા સત્ય દૃષ્ટિથીજ આપણે તેના સુખદુ:ખની લાગણીઓથી વાકેફ થઈ શકીએ.

પ્રિય વાંચક ! જે જીવન તત્ત્વ મારામાં ને તમારામાં વહી રહ્યું છે તેજ જીવન તત્વ મનુષ્યથી માંડીને સુક્ષ્મમાં સુક્ષ્મ એકેંદ્રિય જીવ સુધી વહી રહ્યું છે. ફેર માત્ર વિકાસનોજ છે. મનુષ્ય જ્યારે અત્યંત વિકસિત પ્રાણી છે ત્યારે તિર્યંચ, ચઉરિંદ્રિય, તેઇંદ્રિય, બેઇંદ્રિય, વનસ્પતિ ને બીજા એકેંદ્રિય ઉત્તરોત્તર ઓછા વિકસિત પ્રાણી છે, પણ એથી એને સુખ દુ:ખની લાગણી નથી

એવું નથી. જેમ આપણે સુખ જોઇએ છીએ તેમ એ સર્વેને પણ સુખ જોઇએ છીએ માટે બીજાના સુખના ભોગે આપણે સુખ ઇચ્છવું તે જરા પણ ન્યાય યુક્ત નથી એમ વિચારી તેમના તરફ પ્રેમ દર્શાવો; તેમને કલ્યાણના આશીર્વાદ આપો.

જગતના સર્વ જીવોનું કલ્યાણ થાઓ.

રીખવદેવ સિવાય બાળગ્રંથાવળીના બીજા પુસ્તકોની છુટક નકલનો સવા આનો પડે છે.

સવા રૂપીઓ લવાજમ આપવાથી આખી પ્રથમશ્રેણીના ગ્રાહક તરીકે નામ નોંધવામાં આવે છે.

આખી ગ્રન્થમાળા સં. ૧૯૮૫ ના ચૈત્ર સુદી ૧૫ પહેલાં છપાઇને બહાર પડશે.

પુસ્તકો મોકલવાનું ખર્ચ ગ્રાહકને શીર રહેશે.

પ્રસ્તકનું કદ વિષયને અનુસરી ઓછા વત્તા પ્રમાણમાં થશે પરંતુ તે એક ફર્માથી ઓછું નહિ હોય.

પ્રાપ્તિસ્થાન. શ્રી ચમનલાલ નગીનદાસ વિદ્યાલય.
બેચરલશ્કરીનો બંગલો. ખાનપુર
અમદાવાદ.

એસ. જે શાહ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
માદલપુર—અમદાવાદ.

ધી નિર્મળ પ્રિન્ટીંગ પ્રેસમાં શિવપ્રસાદ લલ્લુભાઇ ત્રિવેદીએ છાપ્યું.
ઠે. પીરમશારોડ—અમદાવાદ.

## બાળ ગ્રંથાવળી

### પ્રથમ શ્રેણીમાં પ્રગટ થનારા પુસ્તકો

૨ નેમ રાજુલ
૩ પ્રભુ મહાવીર
૪ ધન્નો
૫ શ્રી શાળિભદ્ર
૬ અભય કુમાર
૭ રાણી ચેલ્લણા
૯ ચંદન બાળા
૧૦ ઈલાચી કુમાર
૧૧ જંબુસ્વામી
૧૨ અમર કુમાર
૧૩ શ્રીપાળ
૧૪ મહારાજા કુમારપાળ
૧૫ પેથડકુમાર
૧૬ વિમળશાહ
૧૭ વસ્તુપાળ—તેજપાળ
૧૮ ખેમો દેરાણી
૧૯ જગડુશાહ
૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ
૨૧ ,, ભા. ૨

તૈયાર છે.

શ્રી રીખવદેવ ૦-૧-૦